રીતેભાસે પણતથાવિધિકારણછેપાસે તેહદેખીઉદાસીનરહેવે કોઇનો દોસતેહનવિદેખે, સ૦ ॥૨॥ હું કરતામાનીકર્મબંધાવે તેહકર્મસત્તાયેંથાવે ઉદયમાણીકબધઉદયેંઆવે તેહવિનાકોઇઉદીરણાપાવે, સ૦ ૩ નિકાચનાવિણબંધખરીજાવે નિકાચનાબિણકોઇઉદયે આવે બંધવેળાયે જેહવોરસહોયેં ઉદયવેળાતેહવોતિહાંસોયેં સ. ૪ દ્રવ્યક્ષેત્રકાળભાવમિલિઆવે તબવિપાકતેપુરોથાવે તિણેકારણેસમતાઆંણો ભણેમણીચંદ્રયથાસ્થિતિજાણો સ. ૫ ઇતિ સઝાય. ૧૦ રાગરામગિરી આતમરામેમુનીરમેંચિત્તવિચારીને જોયરે તાહરૂ દીસેનવિકોયરે સહુસ્વારથમિલ્યુ જોયરેજન્મમરણકરેલોયરે પુડેસબમિલિરોયેરે આ ૧ સજનવરગસવિકારમુ. કુડોકુટંબપરિવારરે કોઇનકરેતુઝસારરે ધર્મવિણનહિકોઇઆધારરે જિણેંપામેભવપારરે આ. ૨ અનંતકલેવરમુકીયાં તેકિયાસગપણઅનંતરે ભવઉદવેગેંતુભમ્યો તોહિનઆવ્યોતુઝઅંતરેચેતોરીદયમાંહિ સંતરે આ. ૩ ભોગઅનંતાતેભોગવ્યાં દેવમનુઅગતિમાંહિરે તૃત્તિનપાંમ્યોરેજીવડો હજીતુઝવાંછાછેત્યાંહિરે આણોસંતોષચિતમાહિરે ૪ ધ્યાનકરોરે આતમતણું પરવતણું પરવસ્તુથીચિત્તવારીરેતઅનાદિસંબંધતુઝકોનહિં શુદ્ધનિશ્ચયચેંમધારીરે ઇણિવિધનિજચિત્તઠારિરે મણિચંદ્રઆતમતારીરે આ. ૬ ઇતિ સઝાય ૧૧ ચેતનજબતુજ્ઞાનવિચાર તવપૂદગલકિસંગતિછાંડે આપહિઆપસભામેં આવે પરપરિણતિસવિદ્દેરગમાવે ચે. ૧ ચેતનજબતું જ્ઞાનથીન્યારો તવપુદગલતુઝલાગેપ્યારો મોહનીકરમેંતુઝનેધાર્યો ચેતનતેતોકછુનવિચાર્યો ચે. ૨ મોહરાજકીબહુરાજધ્યાંની તેમાંસુતાજેઅગનાની કર્મરાયકીહુંડીલખાંડી નરકનીગોદેજઇસકરાંણી ચે. ૩ જબલગેઆતમદ્રવ્યનહિબુઝે તબલગમિથ્યામનકેમુઝે ક્રિયાકષ્ટતે-

કર્મબળેરા કર્મતણોનવિઆવેછેડા ચે. ૪ ધર્મધર્મસહુકોકરીમાને ધર્મમર્મજેવિરલાજાણે બાહિરદષ્ટિ બાહિરધ્યાવે કારણસોકારજકરી-ભાવે ચે. ૫ જ્ઞાનીતેજોજ્ઞાનવિચારે કારજકારણદોનયધારે કારણગ્રહીકાર્યમા આવે તવસોજ્ઞાનીસિવપદપાવે ચે. ૬ આપહિઆપસભાવમેંખેલે પરપરણીતસવીદુરેમેલ્હે અરિહંતભાષીતધર્મઆરધે મુગતિમારગતેનિશ્ચયલાધેં ચે. ૭ તેહતણાંકારણજેજોયે નિશ્ચયવાતહૃદયથીનછાંડે જ્ઞાનદરશનચારીત્રઆરાધે સેવકનેસુખસંપતિવાધે ચે. ૮ ઇતિસઝાય ૧૨

રાગભૈરવ. અણુવિમાસ્યુંકરેકાંયમૂઢા લોભલાગેવંછછેબુડા માયાકરેતુંઝસહુંકહેકુંડા માંનેવિજયતુંઝનાવેરૂઢા અ. ૧ ક્રોધેકરીનેતપોકાંભાઇ અચંકારિપરહાથેવિકાયે હાસ્યરત્યાભયશોગનિવારો દેવદુગંછાતુમેચિતમેંધીડારો અ. ૨ મિથ્યામતિતુઝબહુતઠમાઇ એમહામોહસબહિં દુખદાઇવ્યારચઉકમીયેંકરીચઉગતિપાય ન્યાયેરતિમણુદેવગતિથાય અ ૩ મોહમિછતઅણંબંધખપાવે યથાસ્થિતીભાવેસમદષ્ટીઆવે અ. ૪ અપ્રત્યાખ્યાનચઉકડીજબઆવે તવસર્વસંયમચિત્તેઆવે સંજલચઉકનોકષાયજબજાવે તવવિતરાગસંયંગતેકહાવે અ. ૫ ખીણવિતરાગનરહોયેજેકોઇ નાંણદંસણવરણવિઘનખપેંયેં કેવળનાણદંસણતબપાવે અ. ૬ તથાભવ્યેત્વસામગ્રીઆવે શુદ્ધસ્વરૂપઉપરીરૂચીકહાવે ઉપાયકરીકર્મખપાવોરેભાઈ ભણેમણીચંદપામોઠકુરાઈ અ. ૭ ઇતિસઝાય ૧૩

રાગઆશાઉરી. ચેતનબતુમહિંઆપેન્યારા પરવસ્તુઉપરીકયાધરેંપ્યારા જિણેંકરી બાંધાણુભાઈ હાકીમુંકીઆપણીઠકુરાઇ ચે. ૧ માયાકરિપાશલોંતુમપાડયા સુખેમીઠાઇદેઇભમાડયા છાંડીસ્યાંનિ-

દ્રાજવમોહકેરી તવજાણેસોએદુર્ગતીફેરી ચે. ૨ આગમપઢીઆગમીનાંમકી માંનેચઢીઉપદેશબહુદીનાં ખયોપશમવિણુ ક્રિયાબહુકિન્હી તાકોફળસુરપદવીલીની ચે. ૩ જબતાઇપ્રમાદદશાંનવહું જાવે તવતાયે તુમસંસારભમાવે મોહપીછાચતુમ્હદુખદેખાવે અપ્રમત્તચાબકેસુડહાથેઆરે ચે. ૪ ઉદયાગતવસ્તુયથાસ્થિતિભાવો બંધનીકાચનોનહિકોઇદાવો ભણેમણીચંદઇમકર્મખપાઇ જીણપામોઆપણીઠકરાઈ ચે. ૬ ઇતિ સઝાય ૧૪ દુહા જોચેતીતોચેતજો જોબુઝેતોબુઝજો ખાનારાસોખાઇજાસે માથેપડસ્યેતુઝ ૧ આપસવારથસહુમિલ્યું નકરેતુઝકોઇસાર પરમાથજાણ્યોનહી ભુલ્યાતુંહિગમાર ૨ પરમારથજબજાણીઓ ચિહુંગતિદેખેપાસ પદવસવિદુરેલેખરે આપહીરહેઉદાસ નિરાસપણેચિત્તરેસદા આપહિમગનતાહોય મુહુરતએકરહેમનમગ્નતા સંતિક્ષપવિસોય કાયાવચનમતત્યાગકરી આપહીચેતિજગાય ઘાતીકર્મ કુખયકરી કેવળછીપાય ૫ અનંતઅતીશયતસહુયાં લોકાલોકપ્રકાશ ભવ્યજીવપ્રતીબુઝરે પુરેશિવપુરવાસ ૬ ઇતિ સઝાય ૧૫

રાગકેદારોગોડી. શિવપુરવાસતાંસુખસુણોપ્રાણી કહેતાંપારનઆરેનાંણી કોયેરાયવનમાંહેગયોભુલો ત્રષાકાંતપડીઓએકલો ૧ તવએકભીલઆવ્યોરાયપાસે પાયુંનીરઆંણીઉલ્હાસે રાયપલીપતીને તેડી ઘર આરે તસછાયેસુખભોગવારે. ૨ કેતોકાળકીણરહીઓ નીજથાનકજાવાગહગહીઓ પુછેકુટુંબતુમ્હસૂખઅવદાત તેહઉપદેખાડોનાત ૩ તેહવનચરકિસીઉપકમકહારે તીમસીદ્ધસુખનાંણીકીસુદેખારે મણીચંદ્રકહેનીરાસીધારે શાંતીરસપારકીમેનઆરે ૪ ઇતી સઝાય ૧૬

આદિતુજોયેનેઆપણી અનાદિનિગોદહમાંહિ અનંતચતુષ્ટયતિહાં હુંતા હવડાંછતાંછેઆહિં ૧ સોમતણિપેરેશિયલો શાંતિરસકરીજાણી- તેણે ઉડાગુણહસ્યે પાંમીસકેવળનાંણ ૨ મંગળેમંગળીકકરે જિણિસિદ્ધ- સાહધર્મ પાપતિમિરદૂરેજાસ્યે પાર્નાશશિવસર્મ ૩ બુદ્ધિબુધભ- લીકર છાંડેજેપાપ જ્ઞાનદરસનચારીત્રલહે ટાલીસસતાપ ૪ ગુરૂતણી- સંગનીકરે પાંતીસતેણેનાંણ કર્મખપાંવી આપણાં પૂહુચીસ નીવાંણ ૫ શુક્રશખેનિજ મસ્તકે બળવીર્યતિણે હોયે, સંયમસાધિસઆપણો કર્મક્ષયી તેણેહોયે ૬ સનીસનીઅભ્યાસથી ક્રોધાદિત્યાગ કેવળનાં- ણમેલેસહી હોસ્યેશીવમાગ ૭ લંકરાહુનેછાંડજે માર્ગશુદ્ધએજાણી દુરીગ્રહનવમોજસ્યે મણીચંદસુદ્ધીવાંણી ૮ ઇતિસપ્તદસસઝાય ૧૭ શુક્લપક્ષપડવેથીનિશ્ચલધર્મકળાતસવાધેજી,વિવિધ-વિધાંનબિજેદુવિધ ધર્મયતિશ્રાવકનોસાધેજી ૧ ત્રિજેત્રિણતત્વઆરાધો ચારિત્રદર્શનજ્ઞા- નજી ચોથેચ્યારભાવનાભાવો, મૈત્રાદિકશુભધ્યાનજી ૨ પંચમીયે નાંણાપંચપામે પંચમગતિ પહુચાવેજી છઠિયે છઠિલેશ્યાઆણો- છકાયરખાવેજી ૩ સપ્તમીયે સપ્તભયનિવારીસાતેંસુખઉપજાવેજી અષ્ટમીએઅષ્ટકર્મનીવારી સીદ્ધના આઠ ગુણ પાવેંજી ૪ નવમીયેં નવતત્વ વીચારી નવવાડ બ્રહ્મવ્રત રાખેજી દશમીયેં દશવિધય પાળીદશરુચિ સમકિત રાખેજી ૫ એકાદશેં એકાદશઅંગા શ્રાવક એકાદશ–પડીં–માજી દ્વાદશી મુંદ્રાદશમીયેં સાધુનીદ્વાદશપડીમાજી ૬ તેરસીએંતેરકાઠિયાવારી તેરક્રિયાનિવારેજીચઉ–દસીએ ચેચઉદપુ- ર્વઆરાધો ચઉદરાજપારઉતારેજી ૭ પન્નરસિયેંયોગપન્નરનીવારી સગ્નાપન્નરછાંડોજીકૃષ્ણપક્ષપડવેથીઓછીકલા અમાવાસ્ય તાઇજાણો- જી ૮ શુક્લપક્ષથી ચઢતીકલા સહીધર્મતણીવખાણી કૃષ્ણપક્ષનીપ- ડીકલાઉડી મણીચંદ્રએડુલખાણી ૯ ઇતી સઝાય. ૧૮.

રાગકેદારો ગોડી. મિછત્વકહિજેકુતત્વવાસ્યાનો યથાસ્થિતીભા-
સન પેઆગાના દ્રવ્યગધવિચારઆશ પરાવે અનંતાનુબંધીઓહઠઠરાવે
૧ ગુણવંતજાણ્યો તેહેદ્વેષઆવે મુહુરતથી નાંહીજાવજીવરહાવે અ-
નંતાનુંબંધીઓક્રોધતેઆવે ભવાંવાનુંબધીતેદુર્ગતીપાવે ૨ ગુણવં-
તપ્રતીદેખેઆથીહીણોં અવગુણઆગળકરીજાણેદીણો માનેચડયેનિ-
જપ્રાક્રમબોલે દુર્ગતિતણોબારણોતે મોલે ૩ ધર્મથોડોકરીબહુપ્રગાસે
આપેપેમજાણેમેરોજશભાસે ધર્મદેખાડીઠગેબહુલોક અનુંતાનુંબંધી-
માયાકરેફોક ૪ પરવસ્તુઆપની કરીને માને નગમેરંગાયેરહ્યો નિ-
જઠાંગે લોભસાગરપુરોનવિથાવે તૃષ્ણાએકરીદુર્ગતીજાવે ૫ એઅનુંતા-
નુંબંધીકહ્યાં ચ્યારે એકનીમુખ્યતાગુણતાસિ ગ્રુધારે નરકનીગોદપહુ-
ચાડેભાઈહારીનેજાયેંઆપણી ઠકુરાઇ ૬ યથાસ્થિતીભાવઉપરમનરંજે
ગુણજાણ્યાપછેતેનગંજે ધર્મેમાયાનકરેપુણ્યવંત ભણેમણીચંદ્રપરવ-
સ્તુનસંચે ૭ ઇતિઓગણસમી સઝાય ૧૯

રાગ કેદરો ગોડી. અજકોલાહોલીજીયેં

કાલીકિણથકિહી જોજે આપસવભાવમે જબગાતઅનીઠી ૧ ખિણખિણ-
તુઝચીત્તચલે વિરહકૈપજાવેઆપસ્વભાવમેંઆવતા બહુપ્રાસજથાવે
૨ વિબંછજશાયે પુદ્ગલાતીનતુંરંજે આપસભાવમાંઅમી રસતેહ-
નેદેખીતુંગંજે ૩ સુગનજશીયે વાનડી સાધાવેધજસાધો એકાંતતે
સ્વાદનચાખવુંઓરસ્યુંનેહનબાધો ૫ આષોછોનાટિકરમે નાટિકલયલા-
ગી આપસભાવમેંઆવીયો લહ્યું, નાંણસૌભાગી ૫ શુચિવેહઅણદે-
ખાવે પરીવાએદોરો રાગદ્વેષધરાવિચે વરતેચેતનગારો ૬ મુહુર્ત-
માત્રથીરતાવસે ત્રુટેઘાતીયાંકર્મ તથા ભવ્યત્વકારણમિલે પામિયેશિ-
વશર્મ ૭ એઅભ્યાસકરતાંથકાં થિરથાજેવાનેમણિચંદ્રલયલાગીરહે-
પરમાનંદ સાધે ૮ ઇતિ સઝાય ૨૦

રાગ કેદારો ગોડી સહિ તં યથાસ્થિતીભાવઅપ્રત્યા-
ખ્યાનીનોએ હશભાવ જાણેસર્વપધવછોડાવે પણયોદેપચ્ચખાણ
નથાવે ૧ કાંયે છાંડુ કાંયે રાખુ યોગે એતલાવિણ નવિ
ચાલે ભોગે તેતો દેશથી પચ્ચખાણ થાવે પ્રત્યખ્યાંનીઉદ્દેશ-
વ્રતીપાવે ૨ સંજલસર્વસાવદ્યયોગછાંડે કર્મ સંતોતેઉદ્દયવળીમંડેચા-
ત્રિયોગેકરીમનપાછુઉશારેહુંકરતાંનહીઇમતેસંભારે ૩ દ્રવ્યચારીતા-
નોએહીશભાવ શમકિતસહિતચારિત્રગુણાએક હેયઉપાયદેયછંડનવિ-
વેક ૪ જાણેઆપપસવેહુંથઓશુભાશુભછંડીસુખપાવે આતમસભાવ-
મમનલયલાઓ સર્વમુકીમનેસુનાથાઓ ૫ એહવુંચત્તચિતેથીગ-
તાપાવે તિણેઅપ્રમત્તદશાજીવથાવે ઇમકરતાંજોઉચિલયલાવે તોઘા-
તીયાંવળીકર્મખપાવે ૬ ક્ષપકશ્રેણીઆવીજોહાથસ જલણષમાવીહુ-
ઓશનાથ યથાખ્યાતસંયમતવપાવેછ ડીસાવદ્યયોગકેવળીથાવે ૭
જબશૈલેસિક-રણે આવે યોગહુંતાતેસવરૂધાવે ભણે મણિચંદ્રસમ
શ્રેણીસીદ્ધપાવે ૮ ઇતિ સઝાય ૨૧. સંપુરણ

## પાંચ સુમતીની સઝાયો પાંચ.

દુહો. પંચમહાવ્રનઆદરી આતમકરે વિચાર અહો અહોહું-
પરતક્ષ થયો ધનધનમુઝઅવતાર ૧ ચીતોડારાજાનીદેશી વીનતી-
અવધારોરે ઇરજાયેંચાલોરે સકલીસંભાળોરે આતમસ્વભાવનીરે ૧
ઇરજાજેકહીએરે સુમતીસુ ભાળીને રે સુમતીજભાલીરે તવલાગી-
પ્યારીરે પુઠતવવાળીરે કુમનીમંગથીરે ૨ દ્રવ્યથીપણસારરે કેલા-
મણાલ ગારરે રખેનવિઉપજે હવેપરપ્રાણનેરે ૩ મુનીમારગચાલોરે
દ્રવ્યભાવમુમાહાલોરેઆતમઉગારોરે ભવદચક્રથીરે ૪ યેંમુનિગુણપા-
મીરેપરભાવનેંવામીરે કહેહવેસ્વામી આન દઘનતેથયારે ૫ ઇતિ
પ્રથમસુમતી સઝાય ૧ રાયકહેરાંણીપ્રતેસુણોદાંમની એદેશી.બીજીસુ-

મતીસાંભળો જેવંતાજી ભાસાંકીયેંનામગુણધંતાજી ભાસેભાસન-
સ્વરૂપનું જેવંતાજી રૂપીપદારથતાગ ગુણવંતાજી ૧ નિજસ્રૂપ-
પરમણેચડયા જે. નવિપરનોપરચાર ગુ૦ ભાસાસુમતીથીસુખથયુ જે.
તેજાંણેસુનિરાય ગુ. ૨ જ્ઞાનવંતનિજજ્ઞાનથી જે.અનુભવતાસ્વકાલ ગુ.
હવેદ્રવ્યથીપણુમહામુંનીજે૦ સાવદ્યવચનનોત્યાગ ગુ ૩ સાવદ્યવીરમ્યા
જેમુની જે. તેકહીયેંમહાભાગ્ય ગુ. સુમતીસુમતીસ્વભાવથી જે સ્વપર-
વિવેચનથાય ગુ ૪ પરભાસનદૂરેકરી જે.નિજસરૂપમાંભાસ ગુ. આનં-
દઘ—નપદતેલહેજે, નિજરિધીમહરાજ ગુ ૫ ઈતી બીજીસુમતી ૨
રાગ બંગાળાની દેશી—ત્રીજીસુમતીએષણાનામ તેણેદીઠોઆનંદઘન-
સામ ચેતન સાંભળો જબદીઠોઆનંદઘનવીર સેજસ્વભાવથયો છે
ધીર ગયોઆં—મલો વીરથઇ ને અરપુઠેધાય અરીહતોતેનાઠો જાયચે.
વીરનીસનમુખકોઇનથાય રત્નત્રીસુમલવા જાય ગયો. ૨ અરીનુંબળ-
હવેનથી કાંઈરેસનિજસ્વભાવમાચાલોસવેશ ચે. નિરખણલાગોાન-
જધરમાંહ તવવિશામોલીધોતાંહ ગ. ૩ હવેપરઘરમાં કદીયનજાઊં
પરને સનમુખકદિયનથાઊં ચે. એમાવચારીથયાસજાય તવપરપર-
ણતીરોતીજાય ગ. ૪ મુનીવરકરૂણારસભંડાર દોષરહીતહવેલેછેઆ-
હાર ચે. દ્રવ્યથકીચાલછેએમ પરપરણતીનોલીધોનેમ ગ. ૫ દ્રવ્ય-
ભાવસુંજે--મૂનિરાય સુમતીસ્વભાવમાં ચાલ્યાજાયચે. આનંદઘનપ-
તિકહીયેંતેહ દુષ્ટવિભાવને દીધોછેહ ગ. ૬ ઇતિ ત્રીજીસુમતીની સઝાય
૩ દેશી જગતગુરૂહીરજીની ચોથીસુમતિઆદરોરે આદાંનનીષેપરણ-
નામ આદાંનનેજેઆદરકરેરે નિજસ્વરૂપનેતેમ ૧ સ્વરૂપગુણધારજો રે
ધારજોઅક્ષયઅનંત ભવિદુખવારજોરે એઆંકણી નીષેપણાનીવારવુંરે
પરવસ્તુવળીજેહ તેહથકીચીત્તવાળીયેરે કરવા ધર્મનુંમુંનેહ સ્વરૂપ-
ગુણ ૨ ધર્મનેહજબજાગીયોરે તવ આનંદઅપાર પ્રગટોસ્વરૂપવી-
સેહવેરે ધાનાંધ્રેખનેથાય સ્વ ૩ આજ્ઞાનતિમિરતે નાસવીરે જ્ઞાનસૂ-

ધારસજેહ આસ્વાદનહવેંમુનિકરેરે ત્રીપાંતગગતીતેહ સ્વ. ૪ સ્વરુપમાંજેમુનિવરારે સુમતીસુધારસજેહ સ્વસુમતી સ્વરૂપપ્રગટાવીનેરે દીધોકુમતિનેછેહ સ્વ. ૫ કાલઅનાદીઅનંતનોરે હતોસલગન સ્વભાવ તંપ્રપુદગલથીહવેરે વીત્રકઆઅણગાર સ્વ. ૬ દ્રવ્યભાવદોભેદથીરે મુનિવરસુમતિધાર આનંદઘનપદસાધસ્યેરે તેમુનિગુણભંડાર સ્વ. ૭ ઇતિ ચોથીસુમતી સઝાય. ૪.

દેશીરૂડારાજવીની. પંચમીસુમતીહોમુનિવરઆદરજોરે પરછોડીસ્વભાવને સુધાસાધુજી મુનિમારગહોરૂડિપરેસાધજોરે ઉનમારગનોપરિહારસુ. ૧ મુનિમારગ રૂડીપરેસાધજોરે પરિઠવાણીઆહોનાંવળીજેકહુ તેતોપરહરવોપરભાવ સુ. આદરકરવોહોનિજસ્વભાવનો તેતોઅકળસ્વરૂપકહેવાય સુ. મુ. ૨ પરપુદગલહોમુનિવરઠવે વિચારકરીઘટમાંહ લોકસંજ્ઞાગનાજેમુનિપરિહરે અતિચારપછેવોસરાય સુ- મુ ૪ અનાદીનેહોવળીસંગજેહતો તેહનોહવેમુનિકરેત્યાગ સુ. વીકલ્પનેહોસંકલ્પટાળવો વળીજેહથયાઉજમાળ સુ. મુ ૪ પર્કણુહોવળીમુનિપરઠવે તેજાણીનેઅનાચાર સુ. આચરનેહોવળીમુનિઆદરે કરતાંકારજસ્વરૂપિથાય સુ. મુ. ૫ ખટદ્રવ્યનોહો જાણપણુજકહો જેનેજાણોઆપસ્વભાવ સુ.સ્વભાવનોહોંકરતાવળીજેથયોતેતો અણુઅવધાહીકેહેવાય સુ. મુ. ૬ સુમતસુહોહવેમુનિમાહલતા ચાલતાસુમતિસ્વભાવ સુ. કુમતિહોદષ્ટિનવીજોડતા વળીતોડતાતસઅભીમાન સુ.મુ.૭ પરપરણતીહોકરેસુણસાહેબ ાતમેમુજનેમુંકીકેમ સુ. કહોમુનિહોકવણઅપરાધથી તેમુજનેછોડીનેજાવો સુ. મુ. ૮ મહેમાહરેસ્વભાવ નવિછાંડિયો નથીમાહરેકાંમવિભાવ પંચરગીહોમાહરૂજેસ્વરૂપછે તેનેઆદરૂછુંસદાકાળસુ. મુ.૯ વરણુંગંધનેહોફરસછંડુનહી સડણ-પડણવિધ વંનછંડી સુ. વરણપંથનેહોહુંછડુંનહી તોસોઅવગુણ કહેવાય સુ મું. ૧૦ સીદ્ધજીવથીહોજે અનંત ગુણે કહ્યા મોહરાઘરમાં

ચેતન રાય સુ. તે સઘળા માહરેવશથઈ રહ્યા તુમેછાડીને કેમ જાઓ સુ. મું. ૧૧ તવમુનિવરહો કહે કુમતિ સુણો તાહરૂંસ્વરૂપ સુણાવું છે જે કુડીકુમતિ. નવિ બોલોહોબોલ તારાસ્વરૂપમાહો જેમ તું મગન છે સાહરા સ્વરૂપે થયો હુ આજ કુડી. ૧૨ માહરૂં સ્વરૂપતો અનંતમેં જાણીઉ તેતોઅચલ અલખ કહેવાય કુ. સુમતિથીહોસ્વભાવમાંજેરમું તારાસામું જોયુ કેમ જાય કુ. તારે મારે હો હવે તો નહિ બને તમે તમારે ઘરે જાઓ કુ. આટલા દહાડા હો હું બાળ પણે હતો હવ પંડિત વીર્ય પ્રગટાય કુ. ૧૪ સુમતીથીહો આદર મેં માંડીઓ એતો બહુ ગુણવંત કહેવાય કુ. સુમતાનાહો ગુણ પ્રગટ પણે મેં તો લીધા ઉપયોગજાણ કુ. ૧૫ સાંભળજોહો સમતાના ગુણ કહું જે અમલઅખંડકહેવાય કુ થીરતાપણુહોસુમતામાંહેઘણુ તુઝમાંઅથીરતાસમાય કુ ૧૬નારાસુખનોહોહવેમેંજાણીયો સુમતાપરગટઅખએકહેવાય કુ તાઉસુખતોહોવિભાવકેહેવાયછે એનોપુન્યપાપનોખ્યાલ કુ ૧૭ જ્ઞાનીતોહોએહનેસુખનવિકહેસુખતોજાણુએકસ્વભાવ કુ. તારાપુઠેહોંપડયાતેઆંધળા અજ્ઞાનરૂપીકહેવાયકુ૧૮તારૂસ્વરૂપતોમેબહુજાણીઉં,પણતુંતોજડકહેવાય કુ તાહરૂજડપણુંહોપ્રગટમેંજાણ્યું તુંતોપરપુદગલનોથેહ કુ.૧૯ તેનોવીવરોહોપરગટ હવેસાંભળોસંસારસમુદ્રઅઘાદ કુ. તરસનારૂપહોજળમાંહેઘણું પણપિધેતૃપ્તિનથાય કુ.૨૦સુ. તેસમુદરનોહોઅધિષ્ટાયઃવળીતેનામેમોહભુપાળ કુ. તેહ નામિત્તાહોપરધાનવળીપાપછે તેતળેનેવીસછડીદારકુ ૨૧ રાજધાનીહાતેવીસજણનેભાળવીનેહનીખબરરાખેજણપાંચ કુ. રાજધાનીહોએહવીતેમેળવી ધરમરાજનુધનલુટીખાય કુ.૨૨ બાહ્યધરમીહોજેએણેઆદરે તેનેભોળવેસવિછડીદા-૨કુ વશકરીનેહોશુપેમોહરાયનેમોહકરાવેપરમાદ કુ.૩૨પછેનાંખેહોનરગનીગોદમાંતિહાકાળઅનતોગમાય કુ. દ્રઢધર્મી-

હાએહુર્થ નવિચળેજેસેદ્રીધાંક્ષાચારભાવકુ.પરમાદીનેમોહદિડેઘણુંઅપ-
રમાદીરહ્યોનવિજાય કુ. તેણેમહો ાંમહાવરતઆદરેવળીછોડયામેઅના-
ચારકુ. ૨૫ આચારથીહોહવેહુંનવિચળું સુણમોરાચીત્તનાઅભીપરા-
ય કુ.કુમતિજીહોતુંમનેકહુએટલુંમાહારાસાધરમીછેઅનંત કુ ૨૬તેસ-
રવેનેહોતેહદાસપણુંદિયો તેસાલેછેમુઝચિત્તમા કુ. રયુંકીજેહોપુંઠન-
વિફેરવંતોડે પણમુનેદયાથાય કુ ૨૭ તોહેદેશનાહોહુંબહુવિધિની-
કરૂંજી હાંચાંલેમાહરોલગાવ કુ. તોચેતનજીનેહોબહુપરેપ્રીછવું તેહને-
બતાવુંશીરવાસ કુ. ૨૮ તેહનેતાહરેહોફરીવચનવીહોય તુમનેવોસ
રાવીસીવજાય કુ. ધરમરાયની આગ્નજેઅનુસરે તીહાંતોન-હીતુઝપ
રચાર કુ.૨૯ ઈતિ પાંચસુમતીની સઝાય.

| પોતાના પગના ઢીચણથી નીચે પગની પાની સુધીનો છાયો ભરવો | | | | | |
|---|---|---|---|---|---|
| કાતક માસ | પગ-આં | ફાગણ માસ | પગ-આં | અસાડ માસ | પગ-આં |
| પોરસી | ૩. ૪ | પોરસી | ૩ ૪. | પોરસી | ૨. ૦ |
| સાડ પોરસી | ૨. ૪ | સાઢ પોરસી | ૨. ૪. | સાઢ પોરસી | ૧. ૦ |
| પુરિમઢ | ૧ ૪. | પુરિમઢ | ૧. ૪ | પુરિમઢ | ૦ ૪, |
| માગશર માસ | પગ.-આં | ચઈતર માસ | પગ-આં | શ્રાવણ માસ | પગ-આં |
| પોરસી | ૩. ૮. | પોરસી | ૩. ૦ | પોરસી | ૨. ૪. |
| સાડ પોરસી | ૨. ૮. | સાઢ પોરસી | ૨ ૦ | સાઢ પોરસી | ૧ ૪. |
| પુરમુઢ | ૧. ૮. | પુરિમઢ | ૧. ૦ | પુરિમઢ | ૦. ૪. |
| પોષ માસ | પગ-આં | વઈશાખ માસ | પગ-આં | ભાદરવો માસ | પગ આં |
| પોરસી | ૪. ૦ | પોરસી | [illegible]. ૮. | પોરસી | ૨. ૮ |
| સાઢ પોરસી | ૩. ૦ | સાઢ પોરસી | ૧. ૮ | સાઢ પોરસી | ૧. ૮. |
| પુરિમુઢ | ૨. ૦ | પુરિમઢ | [illegible]. ૮ | પુરિમઢ | ૦ ૮. |
| મહા માસ | પગ. આં | જેઠ માસ | પગ આં | આસો માસ | પગ.-આં |
| પોરસી | [illegible]. ૮. | પોરસી | ૨ ૪. | પોરસી | ૩. ૦ |
| સાઢ પોરસી | ૨. ૮. | સાઢ પોરસી | ૧ ૪ | સાઢ પોરસી | ૨. ૦. |
| પુરિમુઢ | ૧. ૮ | પુરિમઢ | ૦. ૪ | પુરિમઢ | ૧. ૦. |

## સુર્યોદય નોકારશીનું પચ્ચખાણ.

મુંબઇ ટાઇમ   સ્ટેનર ટાઇમ.

| તિથી | પક્ષદીન | દિવસ પ્રમાણ | | કલાક | મીનીટ | કલાક | મીનીટ | પચ્ચખાન પરવું |
|---|---|---|---|---|---|---|---|---|
| માગશર | સુદી | ૨ | સુધી | ૭ | ૧ | ૭।।। | ૪ | ૭।।।૪ ” પા |
| માગશર | વદી | ૨ | સુધી | ૭ | ૮ | ૭।।। | ૧૧ | ” |
| પોષ | સુદી | ૨ | સુધી | ૭।। | ૦ | ૮ | ૩ | ” |
| પોષ | વદી | ૨ | સુધી | ૭। | ૨ | ૮ | ૫ | ” |
| માહ | સુદી | ૨ | સુધી | ૭ | ૧૪ | ૮ | ૨ | ” |
| માહ | વદી | ૨ | સુધી | ૭ | ૭ | ૭।।। | ૧૦ | ” |
| ફાગણ | સુદી | ૨ | સુધી | ૬।।। | ૧૨ | ૭।।। | ૦ | ” |
| ફાગણ | વદી | ૨ | સુધી | ૬।। | ૧૪ | ૭।। | ૨ | ” |
| ચઇતર | સુદી | ૨ | સુધી | ૬।। | ૩ | ૭। | ૬ | ” |
| ચઇતર | વદી | ૨ | સુધી | ૬। | ૬ | ૭ | ૯ | ” |
| વઇશાખ | સુદી | ૨ | સુધી | ૬ | ૧૨ | ૭ | ૦ | ” |
| વઇશાખ | વદી | ૨ | સુધી | ૬ | ૪ | ૬।।। | ૭ | ” |
| જેઠ | સુદી | ૨ | સુધી | ૬ | ૧ | ૬।।। | ૪ | ” |
| જેઠ | વદી | ૨ | સુધી | ૬ | ૨ | ૬।।। | ૫ | ” |
| અષાડ | સુદી | ૨ | સુધી | ૬ | ૫ | ૬।।। | ૮ | ” |
| અષાડ | વદી | ૨ | સુધી | ૬ | ૧ | ૬।।। | ૪ | ” |
| શ્રાવણ | સુદી | ૨ | સુધી | ૬। | ૦ | ૭ | ૩ | ” |
| શ્રાવણ | વદી | ૨ | સુધી | ૬। | ૫ | ૭ | ૮ | ” |
| ભાદરવો | સુદી | ૨ | સુધી | ૬ | ૮ | ૭ | ૧૧ | ” |
| ભાદરવો | વદી | ૨ | સુધી | ૬। | ૧૧ | ૭ | ૧૪ | ” |
| આસો | સુદી | ૨ | સુધી | ૬। | ૧૪ | ૭। | ૨ | ” |
| આસો | વદી | ૨ | સુધી | ૬।। | ૨ | ૭। | ૫ | ” |
| કારતક | સુદી | ૨ | સુધી | ૬।। | ૭ | ૭। | ૧૦ | ” |

# શ્રી અક્ષયનિધિ તપ.

घटं संस्थाप्य देवाग्रे गन्ध पुष्पादिपूजितम् ।
तपो विधीयते पक्ष तदक्षयनिधि स्फुटम् ॥ १ ॥

આ તપ અક્ષયનિધિ ( અખુટ ભંડાર ) ની જેવો હોવાથી તેનું નામ અક્ષયનિધિ તપ છે. તે શ્રાવણ વદ ૪ ને દીવસે શરૂ કરવો તે દિવસે જિનેશ્વરની પ્રતિમાં આગળ ગાયના છાણથી ભૂમિલીંપીનેતેનાઉપરગહુંલીકરીનેતેનાઉપરકુંભસ્થાપનકરવોતેકુંભસુવર્ણનો રૂપાનો કે અન્ય ઉત્તમધાતુનો અથવાછેવટ માટીનો લેવો. તે કુંભ વિચિત્ર પ્રકારના ગંધ પુષ્પોથી પૂજવો તથા તેમાં સુવર્ણ મણિ, મુક્તાફળ, સોપારી વિગેરે નાખીને તેનું સ્થાપન કરવું. પછી પંદર દિવસ સુધી તેનું નિત્ય પૂજન કરવું જિનેશ્વરને ત્રણ પ્રદક્ષિણા કરીને ઘટમાં અક્ષતની અંજળી દરરોજ નાંખવી (તે અંજળીમાં સોનાનાણું, રૂપાનાણું, સોપારી વિગેરે લેવું.) કુંભ પાસે નૈવેદ્ય ઢોકવું. દરરોજ એકાસણું કરવું હમેશાં કુંભ પાસે નૃત્ય ગીતાદિક ઉત્સવ કરવો એ રીતે પર્યુષણા પર્યંત આ તપ કરવો ( સંવત્સરીને દિવસે એટલે છેલ્લે દિવસે ઉપવાસ કરવો. ) આ રીતે ચાર વર્ષ પર્યંત આ તપ કરવો, ઉદ્યાપનમાં મોટી સ્નાત્ર વિધિ પૂર્વક નાના પ્રકારના પકવાન્ન, ફળ વિગેરે ઢોકવાં, સંઘવાત્સલ્ય સંઘપુંજા કરવી, આ તપ કરવાથી સર્વ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત થાય છે.

બીજી રીતે અક્ષતની મુઠી હમેશાં કુંભમાં નાખવી જેટલા દિવસે તે ઘટ પૂર્ણ થાય તેટલા દિવસ પ્રતિદિન એકાસણાદિક તપ કરવો બીજો સર્વ વિધિ તથા ઉદ્યાપન ઉપર પ્રમાણે જાણવું આ શ્રાવકને કરવાનો આગાઢ તપ છે. ગરણું "નમો નાણસ્સ" એ પદનું નવકારવાળી વીશ પ્રમાણુ ગણવુ, સાથીયા વિગેરે ૫૧ એકાવન કરવા

# અક્ષયનિધિ તપ ૨ જો

આ તપ શ્રાવણ વદ ૪ ને દિવસે શરૂ કરી સોળ દિવસે પૂરો કરવો તેમાં સુવર્ણનો રત્નજડીત કુંભ કરાવવો અથવા શકિત પ્રમાણે બીજી કોઇ રૂપા વિગેરે ધાતુનો કરાવવો. પછી તે કુંભ ઘરમાં દેરાસરમાં અથવા ઉપાશ્રયે પવિત્ર સ્થાને ડાંગરની ઢગલી કરી તે ઉપર પધરાવવો. (બનતા સુધી કુંભ પાસે અખંડદીવો ફાનશમાં યત્નપૂર્વક ૧૬ દિવશ સુધી રાખવો.)તેની સમીપે સ્વસ્તિક કરી તે ઉપર શ્રીકલ્પસૂત્ર પધરાવવું દરરોજ બે ટંક પડિક્કમણું કરવું. દેવવંદન પડિલેહણ કરવાં, ભૂમિ શયન કરવું, બ્રહ્મચર્ય પાળવું, એકાસણાનો તપ ૧૫ દિવસ પર્યંત કરવો છેલ્લે દિવસે એટલે ભાદ્રપદશુદિ ૪ થે (સંવચ્છરીએ) ઉપવાસ કરવો. આ પ્રમાણે ચાર વર્ષ પર્યંત કરવાથી ૬૪ દિવસે આ તપ પુર્ણ થાય છે. દરરોજ દેવપૂજા કરવી. પુંસ્તક ઉપર ચંદરવો બાંધવો. જ્ઞાનને ધુપ દીપ કરી હંમેશાં રૂપાનાણે પુજવું. (કયારે પુજવું તે વિધિમાં બતાવેલ છે. શકિત ન હોય તો પહેલે છેલ્લે દિવસે રૂપાનાણે પુજવું અને વચલા દિવસોમાં યથાશકિત દ્રવ્ય

વડે પૂજવું. "નમો નાણુસ્સ" એ પદની ૨૦ નવકારવાળી દરરોજ ગણવી. (કોઈ જગ્યાએ ૐ હ્રિં શ્રીં કલીં નમો નાણુસ્સ એમ કહેલ છે) ૨૦ લોગસ્સનો કાઉસગ્ગ કરવો. નીચે બતાવેલી વિધિ મુજબ દરરોજ વિધિ કરવી. કુંભની ઉપર શ્રીફળ મુકી લીલા કે પીળા રેશમી વસ્ત્ર વડે બાંધી રાખવો દરરોજ તેની અંદર વિધિ ને અંતે એકેક પસલી અક્ષતની નાંખવી. સોળ દિવસે કુંભ ભરાઇ જાય તેમ કરવું. છેલ્લે દિવસે કુંભની સમીપે રાત્રિ જાગરણ કરવું. પૂજા પ્રભાવના કરવી. અક્ષયનિધિ તપનું સ્તવન દરરોજ ગાવુ સાંભળવું; પારણાને દિવસે ( ભાદ્રપદ સુદિ ૫ મે ) કુંભને કુલની માળા પહેરાવી સૌભાગ્યવતી સ્ત્રીને માથે મુકવો સર્વ જાતિના પકવાન સુખડી વિગેરે યથાશકિત કરાવી, તેનો થાળ પણ સૌભાગ્યવતી સ્ત્રીઓને માથે મુકવા. હાથી ઘોડા વાજીંત્રો વિગેરેથી મોટી ધામધૂંમ સાથે વરઘોડો ચઢાવી કુંભ લઇને દેરાસરે આવવું. કુંભવાળી સ્ત્રીઓએ ત્રણ પ્રદક્ષિણા કરી પ્રભૂ પાસે કુંભ મુકવો, નૈવેદ્યના થાળ પણ પ્રભુપાસે ધરવા. જ્ઞાનનાં પુસ્તકને ગુરૂમહારાજ પાસે લઇ જઇ ત્યાં પધરાવી ગુરૂપુજા તથા જ્ઞાનપુજા રૂપાનાણાંથી કરવી. (ગુરૂપુજાનુ દ્રવ્ય ગુરૂ સમીપે ધરવુ) તે દિવસે યથાશકિત સ્વામી વાત્સલ્ય, પ્રભાવના વિગેરે કરવું. જેટલા સ્ત્રી કે પુરૂષ આતપ કરતા હોય તે દરેકને માટે કુંભ જૂદા જૂદા પધરાવવા. કલ્પસુત્ર એકજ પધરાવવું. આતપ શ્રાવકને કરવાનો છે આ ભવ પરભવમાં મહાન લાભ આપનાર આ તપ છે.

—:(✕):—

દરરોજ કરવાની વિધિ નીચે પ્રમાણે.

પ્રથમ ઇર્યાવહી પ્રતિક્રમવા, પછી ઇચ્છાકારેણ૦ અક્ષય નિધિ તપ આરાધન નિમિત્તે ચૈત્યવંદન કરૂં ? ઈચ્છં કહી નીચે પ્રમાણે ચૈત્યવંદન કરવું.

શાસન નાયક સુખકરણ, વર્ધમાન જીનભાણ । અહનિશ એહની શિર વહુ, આણા ગુણમણિ ખાણ ॥ ૧ ॥ તે જિનવરથી પામીયા, ત્રીપદિ શ્રી ગણધાર । આગમ રચના બહુ વિધ, અર્થ વિચાર અપાર ॥ ૨ ॥ તે શ્રી શ્રુતમાં ભાખિયાએ, તપ બહુ વિધસુખકાર । શ્રીજિન આગમ પામીને, સાધે મુનિ શિવ સાર ॥ ૩ ॥ સિદ્ધાંતવાણી સુણવા રસિક, શ્રાવક સમકિત ધાર । ઇષ્ટસિદ્ધિ અર્થે કરે, અક્ષયનિધિતપ સાર ॥ ૪ ॥ તપ તો સૂત્રમાં અતિઘણા, સાધે મુનિવર જેહ । અક્ષય નિધાનને કારણે, શ્રાવકને ગુણગેહ ॥ ૫ ॥ તે માટે ભવીતપ કરોએ, સર્વ ઋદ્ધિ મળે સાર । વિધિશું એહ આરાધતા; પામીજે ભવપાર ॥૬॥ શ્રી જિનવર પુજા કરો, ત્રિક શૂધ્ધે ત્રિકાળ । તેમ વળી શ્રુતજ્ઞાનની, ભક્તિ થઇ ઉજમાળ ॥ ૭ ॥ પડિકણાં બે ટંકના, બ્રહ્મચર્યને ધરીયે । જ્ઞાનીની સેવા કરી, સહેજે ભવજળ તરીએ ॥ ૮ ॥ ચૈત્યવંદન શુભ ભાવથીએ, સ્તવનથોઇ નવકારા શ્રુતદેવી ઉપાસના, ધીર વીજય હીતકાર ॥ ૯ ॥

પછી જંકિંચી કહીને નમુથ્થુણં કહેવું. પછી બે જાવંતી કહી નમોઽર્હત્ કહી, નીચે પ્રમાણે સ્તવન કહેવું.

( લાવો લાવોને રાજ મોંઘાં મૂલાં મોતી એ દેશી )

તપવર કીજેરે, અક્ષય નીધી અભીધાને; સુખભર લીજેરે,

દિન દિન ચડતે વાને, (એ આંકણી) પ્રર્વ પજૂસણ પર્વ શિરો-મણી, જે શ્રી પર્વ કહાય । માસ પાસ છઠ દસમ દુવાલસ, તપ પણ એ દિન થાય ॥ ૧ ॥ તપવર૦ પણ અક્ષયનિધિ પર્વ પજૂસણ કેરો કહે જિન ભાણુ । શ્રાવણ વદ ચોથે પ્રારંભી, સંવચ્છરી પરિમાણ ॥ ૨ ॥ તપવર ॥ એ તપ કરતાં સર્વરૂદ્ધિ વરે, પગ પગ પ્રગટે નિધાન । અનુક્રમે પામે તેહ પરમપદ, સાન્વયી નામ પ્રધાન ॥ ૩ ॥ તપવર૦ પર મત્સરથી કર્મ બ-ધાણું તેણે પામી દુઃખજાળ । એતપ કરતાં તે પુરવનું, કર્મ થયુ વિસરાળ ॥ ૪ ॥ તપવર૦ જ્ઞાન પુજા શ્રતદેવી કાઉસગ, સ્વસ્તિક અતિ સોહાવે । સોવન કુંભ જડિત નિજશક્તિ, સંપુર્ણ ક્રમે થાવે ॥ ૫ ॥ તપવર૦ જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટથી કરીએ, ઇગ દોય તિન વરીસ । વરસ ચોથે શ્રુતદેવી નિમિત્તે, એતપ વીશબાવીશ ॥ ૬ ॥ તપવર૦ એણે અનુસારે જ્ઞાન તણું વર, ગરણું ગણીએ ઉદાર । આવશ્યકાદિ કરણી સંયુત, કરતાં લહે ભવપાર ॥ ૭ ॥ તપવર ॥ ઇહભવ પરભવ દોષ આશંસા, રહિત કરો ભવિપ્રાણી જે પર પુદ્ગલ ગ્રહણ નકરવું, તેતપ કહેવરનાણી ॥ ૮ ॥ તપવર રાતિજગા પૂજા પરભાવના. હય ગય શણગારી જે । પારણા દિન પંચ શબ્દે વાજે. વાજંતે પધરાવીજે ॥૯॥ તપવર૦ ચૈત્ય વિશાળ હોય તિહાં આવી, પ્રદક્ષિણા વળી દીજે । કુભ વિવિધ નૈવેદ્ય સઘાતે, પ્રભુ આગળ ઢોઇજે ॥૧૦॥ તપવર૦ રાધનપુરે એતપ સુણી બહુ જણ, થયા ઉજમાળ તપ કાજ । એહ મુખ્ય મંડાણ ઓછવમાં, મસાલીયા દેવરાજ ॥૧૧॥ તપવર૦

સંવત અઢાર તેંતાલી વરસે, એ તપ બહુ ભવી કીધો । શ્રી જિન ઉત્તમ પાદ પસાયે, પદ્મવિજય ફલ લીધો ॥૧૨॥ તપવર૦

ત્યાર પછી જયવીયરાય૦ કહી "સુયદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગ" અન્નત્થ કહી એક નવકારનો કાઉસ્સગ કરી. નમોઽર્હત કહી "સુયદેવયા ભગવઇ, નાણાવરણીય કમ્મસંઘાય । તેસિં ખવેઉ સયય જેસિં સુયસાયરે ભત્તિ ॥૧॥" એ થોઇ કહેવી. પછી પચ્ચખ્ખાણ કરવું. પછી પૂજાની ઢાળ કહેવી તે નીચે પ્રમાણે

દુહા

સપ્તમ પદ શ્રી જ્ઞાનનો, સિદ્ધચક્ર પદમાંહી । આરાધીજે શુભ મને, દિન દિન અધીક ઉછાહિ ॥ ૧ ॥ અન્નાણસંમોહતમોહરસ્સ; નમો નમો નાણદિવાયરસ્સ । પંચપ્પયારસ્સુવગારગસ્સ સત્તાણ તવ્વત્થપયાસગસ્સ ॥ ૧ ॥ હવે જેહથી સવ અજ્ઞાન ગયો, જિનાધીશ્વર પ્રોક્ત અર્થાવબોધો । મતિ આદિ પંચ પ્રકાર પ્રસિદ્ધો જગદ્‌ભાસને અર્દ્દેવાવિરૂદ્ધો ॥ ૨ ॥ યદીય પ્રભાવે સુભક્ષં અભક્ષં, સુપેયં અપેયં સુકૃત્ય અકૃત્યં । જેણે જાણીએ લોકમધ્યે સુનાણં, સદા મે વિશુદ્ધં તદેવ પ્રમાણં ॥૩॥

ઢાલ

ભવ્ય નમો ગુણજ્ઞાનને, સ્વપર પ્રકાશક ભાવે જી ॥ પરજાય ધર્મ અનંતના, ભેદાભેદ સ્વભાવેજી ॥ ૧ ॥ (ચાલ) જે મુખ્ય પરિણતિ સકલ જ્ઞાયક, બોધ ભાવ વિલચ્છના । મતિ આદિ પંચ પ્રકાર નિર્મળ, સિદ્ધ સાધન લચ્છના ॥ સ્યાદ્વાદસંગી તત્ત્વરંગી, પ્રથમ ભેદા ભેદતા । સવિકલ્પ ને અવિકલ્પ વસ્તુ, સકલ સંશય છેદતા ॥ ૨ ॥

॥ ઢાલ બીજી ॥

ભક્ષ્ય અભક્ષ્ય ન જે વિણુ લહિયે, પેયઅપેય વિચાર । કૃત્ય અકૃત્ય ન જે વિણુ લહિયે, જ્ઞાન તે સકલ આધારરે ॥ ભવિકા, સિદ્ધચક્ર પદ વંદો ॥ ૧ ॥ પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા, શ્રી સિદ્ધાંતે ભાખ્યું । જ્ઞાનનેવંદો જ્ઞાન મ નિંદો, જ્ઞાનિએ શિવસુખ ચાખ્યુંરે ॥ ભ ॥ ૨॥ સકલ ક્રિયાનું મૂલ જે શ્રદ્ધા, તેહનું મૂલ જે કહિયે । તેહ જ્ઞાન નિત્ય નિત્ય વંદી જે, તે વિણુ કહો કેમ રહીરે ॥ ભ ॥ ૩ ॥ પંચ જ્ઞાનમાંહિ જેહ સદાગમ, સ્વપર પ્રકાશક જેહ । દીપક પરે ત્રિભુવન ઉપકારી, વળી જેમ રવિ શશી મેહરે ॥ ભ ॥ ૪ ॥ લોક ઊર્ધ્વ અધો તિર્યગ જ્યોતિષ વૈમાનિક નેં સિદ્ધ । લોકાલોક પ્રગટ સવિ જેહથી, તેહ જ્ઞાને મુજ શુદ્ધરે ॥ ભ૦ ॥ ૫ ॥

॥ ઢાલ ત્રીજી ॥

જ્ઞાનાવરણીય જે કર્મ છે; ક્ષય ઉપશમ તસ થાયરે । તો હુએ એહિજ આતમા, જ્ઞાન અબોધતા જાયરે ॥ મહાવીર જિનેશ્વર ઉપદેશે ॥ ૧ ॥ પછી ૐ હ્રીં પરમાત્મને નમ; જ્ઞાનપદેભ્ય કલશં યજામહે સ્વાહા ”

એ મંત્ર બોલીને જ્ઞાનની વાસક્ષેપવડે પૂજા કરવી અને પછી દ્રવ્યપૂજા કરવી એટલે સોના મહોર તથા રૂપામહોરથી જ્ઞાનની યથાશક્તિ પૂજા કરવી.

પછી નીચે પ્રમાણે દુહા બોલી શ્રુતજ્ઞાનના ૨૦ ભેદના ૨૦ ખમાસમણ દેવા.

## પીઠીકાના દુહા.

સુખકર શંખેશ્વર નમી, શુણશ્યું શ્રી શ્રુત નાણ । ચઉ મુંગા શ્રુત એક છે, સ્વપર પ્રકાશક બાણ ॥ ૧ ॥ અભિલાપ્ય અનંતમેં ભાગે રચિયો જેહ । ગણધર દેવે પ્રણમીઓ. આગમ રયણ અછેહ ॥ ૨ ॥ ઇમ બહુલી વક્તવ્યતા, છ ઠાણ વડીયા ભાવ । ક્ષમાશ્રમણ ? ભાખ્યે કહ્યા. ગોપગ ઋષિ જમાવ ॥ ૩ ॥ લેશથકી શ્રુત વરણવું ભેદ ભલા તસ વીશ । અક્ષય નિધિ તપને દિને, ક્ષમાશ્રમણ તે વીશ ॥ ૪ ॥ સૂત્ર અનંત અર્થ મર્મ, અક્ષર અંશ લહાય ॥ શ્રુત કેવલી કેવળી પરે, ભાખે શ્રુત પરજાય ॥ ૫ ॥ (પ્રથમ ભેદ) શ્રી શ્રુતજ્ઞાનને નિત્ય નમો. ભાવ મંગલને કાજ । પૂજન અર્ચન દ્રવ્યથી, પામો અવિચલ રાજ ॥ ૬ ॥ (ખમાસમણ દેવું ) (આ છઠ્ઠો દુહો દરેક ખમાસમણે કહેવો.) ઈગ સય અડવીસ સ્વરતણા. તિહાં અકાર અઢાર । શ્રુત પર્યાય સમાસમેં, અંશ અસંખ્ય વિચાર ॥ ૭ ॥ શ્રી શ્રુ૦ ૨ ॥ બત્રીસ વર્ણ સમાય છે. એક સિલોક મઝાર । તમાંહે એક અક્ષર ગ્રહે, તે અક્ષર શ્રુત સાર ॥ ૮ ॥ શ્રુ૦ ॥ ૩ ॥ ક્ષયોપશમ ભાવે કરી, બહુ અક્ષરનો જેહ ॥ જાણે ઠાણાંગ આગલે, તે શ્રુત નિધિ ગુણગેહ ॥ ૯ ॥ કોડિ એકાવન અડલખા અડસય એકાશી હજાર । ચાલીશ અક્ષર પદતણા, કરે અનુયોગ દુવાર ॥ ૧૦ ॥ શ્રી શ્રુ૦ ॥ ૪ ॥ અર્થાંતે જિહાં પદ કહ્યું જિહાં અધિકાર ઠરાય તે પદ શ્રુતને પ્રણામતા, જ્ઞાનાવરણી હઠાય ॥ ૧૧ ॥ શ્રી શ્રુ૦ ॥ ૫ ॥ અઢાર હજાર પદે કરી, અંગ પ્રથમ સુવિલાસ । દુગુણા સુત બહુ પદ; ગ્રહે, તે પદ શ્રુત સમાસ ॥ ૧૨ ॥ શ્રી શ્રુ૦ ॥

૬ ॥ પિંડપ્રકૃતિમાં એક પદે, જાણે બહુ અવદાત । ક્ષયોપશમની વિચત્રતા તેહજ શ્રુત સંઘાત ॥૧૩॥ શ્રી શ્રુ૦ ॥૭॥ પંચોતેર - ભેદે કરી, સ્થિતિબંધાદિ વિલાસ । કમ્મંપયડી પયડી અહે શ્રુત સંઘાત સમાસ ॥૧૪॥ શ્રી શ્રુ૦ ॥૮॥ ગત્યાદિક જે માર્ગણા, જાણે તેહમાં એક વિવરણ ગુણઠાણાદિકે તસ પ્રતિપત્તિ વિવેક ॥૧૫॥ શ્રી શ્રુ૦ ॥૯॥ જે બાસઠ્ઠિ માર્ગણાપદે, લેશ્યા આદે નિવાસ । સંઅહ તરતમ યોગથી,તે પ્રતિપતિ સમાસ ॥૧૬॥ શ્રી સુ૦૧૦ ॥ સંતપદાદિકદ્વારમાં જે જાણે શિવ લોગ ॥ એક દોય દ્વારે કરી, શ્રદ્ધા સુત અનુ- યોગ ॥ ૧૭ ॥ શ્રી સૂ૦ ॥ ૧૧ ॥ વલી સંતાદિક નવ પદે, તિહાં માર્ગણાભાસ । સીધ્ધતણી સ્તવનાં કરે; સુતઅનુયોગ સમાસ ॥૧૮॥ શ્રી સુ૦ ॥૧૨॥ પ્રાભૃત પ્રાભૃત શ્રત નમું પુરવના અધીકાર બુદ્ધિ પ્રબલ પ્રભાવથી જાણે એક અધીકાર ॥ ૧૯ ॥ શ્રી૦ શ્રુ૦ ॥ ૧૩ ॥ પ્રાભૃત પ્રાભૃત શ્રૃતં સમા, સાલીય, લબ્ધિ વીશેષ ॥ બહુ અધીકાર ઇસ્યા અહ, શ્રીગુરૂ ઉપદેશ ॥ ૨૦ ॥ શ્રી સુ૦ ॥ ૧૪ ॥ પુરવ ગત વસ્તુ છે, પ્રાભુત સુત તે નામ । એક પ્રભુત જાણે મુની, તાસ કરૂં પરીણા- મ ॥ ૨૧ ॥ શ્રી સુ૦ ॥ ૧૫ ॥ પુરવ લબ્ધિ પ્રભાવથી, પ્રાભુત સુત સમાસ । અધીકાર બહુલા અહે, પદ અનુસાર વિલાસ ॥ ૨૨ ॥ શ્રી સુ૦ ૧૬ ॥ આચારાદીક નામથી, વસ્તુ શ્રૃત સાર । અર્થ અનેક વીધે અહે; તે પણ એક અધીકાર ॥ ૨૩ ॥ સી૦ સુ૦ ॥ ૧૭ ॥ દૂગસય પણ વીસ વસ્તુ છે, ચઉદ પુરવની સાર । જાણે તેહને વંદના; એક શ્વાસે સોવાર ॥ ૨૪ ॥ શ્રી૦ સુ૦ ॥ ઉત્પાદાદી પૂરવ જે, સૂત્ર અર્થ એક સાર વીદ્યા મંત્રતણો કહયો

પુરવ સુને અઢાર ॥ રપે ॥ શ્રી૦ સુ૦ ॥ ૧૪ ॥ બિંદુસાર લગે ભણે; તેહીજ પુરવ સમાસ । શ્રી શુભ વીરને શાસને, હાલે જ્ઞાન પ્રકાશ ॥ ૨૬ ॥ શ્રી૦ ॥ ૨૦ ॥

(પ્રથમનાં ૪ પીઠીકાના દુહા ૬ ઠો દરેક ભેદ કહેવાનો દુહો અને ૬ મો દુહો એટલા અમાસમણમાં ને ગણવા.)

પછી પથીલી (ઓબો) ભરી આધાગાધ સુપદપદ્વીઠ એ સ્તુ-તી બોલીને અર્થવી જ્ઞાન સમો કો ધન નહી; સમતા સમો નહી સુખ; જીવીત સમ આશા નહી; લોભ સમો નાહી દુઃખ" આ દુહો બોલીને તે પસ કુંભમાં નાંખવો. ઇતી વીધી સંપુર્ણ.

॥ ગહુંલી ॥

શ્રી વીરજીનવર જગ ઉપકારી, વંદો ઉલટ આણીજી!
સમોવસરણની રચના સારી, પર્ષદા બાર ભરાણીજી ॥ શ્રી ॥૧॥
ગૌતમ ગણધર શ્રી પ્રભુવીરને, પુછે ભવીહીત જાણીજી!
દ્વાદશાંગીનું સ્વરૂપ પ્રકાશો, અમપર કરૂણા આણીજી. ॥ શ્રી ॥ ૨ ॥
તવ ત્રીભુવનપતી ભવીજન હીતકર; ભાખે મધુરી વાણીજી.
ગણધર એહની રચના કરતા, સુત્રે જેહ ગુંથાણીજી. ॥ શ્રી ॥ ૩ ॥
એહની આજ્ઞાધારક પાલક; શ્રીગુરૂ સુધર્મા સ્વામીજી.
તસપટ્ટ પંકજ નિત્ય નામીજે. કરજોડી શીર નમીજી. ॥ શ્રી ॥ ૪ ॥
તેમની પાટે શોભીત સુંદર શ્રી ગચ્છપતી ગુરૂરાયાજી.
મનહર નામ મહેન્દ્રસૂરીશ્વર, પ્રણમીજે નિત્ય પાયાજી. ॥ શ્રી ॥ ૫ ॥
એમની પાટે પ્રથમ જે કહીજે; દીપે કીરીયા ઉદ્ધારજી

એ મોહન મુનીનામ જાણીજે, વંદીએ વારંવારજી. ॥ શ્રી ॥ ૬

મુનીવર વીર આણા શીરધારી, ખેલે જ્ઞાન તરંગેજી.
વિષય કષાયને દુર નીવારી, ક્ષમતા સમતા સંગેજી. ॥ શ્રી ॥ ૭

પંચ મહાવ્રત ગુરૂજી પાળે, દશ વિધ યતીનો ધર્મજી.
નવવાડે ગુરૂજી બ્રહ્મચારી; પ્રણમીજે નીત્ય ચરણજી. ॥ શ્રી ॥ ૮

સંવત ઓગણીસે એકત્રીસે, અજમેર શહેરે આવીજી.
શ્રી સંભવ જીનવર મંદિરમાં; ઉત્તમ ભાવના ભાવીજી. ॥ શ્રી ૯

મુંનીવર લીંચ કરે ત્યાં હાથે, ધરતા સંવેગવેશજી.
શ્રીવીર વાસંઠવે મુંની માથે, હરતા શાગને દ્વેશજી. ॥ શ્રી ॥ ૧૦

પ્રથમ ચોમાસું ગુરૂએ કીધું, આવી પાલી શહેરજી.
ભાખે હીતકર મધુરી વાણી, જાણે અમૃત લહેરજી. ॥ શ્રી ॥ ૧૧

મારવાડ દેશમાંહિ ગુરૂએ કીધા ચોમાસા બારજી.
શાજી રહ્યા કાંઇક સુધાર્યા, કીધા જૈન ઉપકારજી. ॥ શ્રી ॥ ૧૨

એમ વિહાર કરંતા, ગુરૂજી શોભાવે ગુજરાતજી.
પ્રથમ પાટણ શહેર બીરાજ્યા, શોભા અપરંપારજી. ॥ શ્રી ॥ ૧૩

મુનીવર શ્રી શ્રી મળાચળતિર્થે, જાત્રા કરવા આવેજી.
સંઘ સકળ છે ગુરૂજી સાથે, ઉત્તમ ભાવના ભાવેજી. ॥ શ્રી ॥ ૧૪

ત્રણ ભુવનના નાયક લાયક, સેવીત સુર નર વૃંદજી
શ્રી આદીજીન ભાવે ભેટ્યાં, અતી હ્રદયે આનંદજી ॥ શ્રી ॥ ૧૫

પુન્ય મુનીવર ભવીજન હીતકર, વાંચે નવલા વખાણજી.
સાચે હ્રદયે તે ભવી સુણતા, કરતા વ્રત પચ્ચખાણજી. ॥ શ્રી ॥ ૧૬

સખી સાંભળી શ્રી. ગુરૂ આગળ નિત્ય ગહુલી કરીએજી.
પાપ પડલ સૌ દુરે ભાગે, સ્હેજે શીવપદ વરીએજી ॥ શ્રી ॥ ૧૭

શ્રી જૈન જ્ઞાનવર્ધક મહુધાની, મંડળ ગુરૂગુણ ગાવેજી.
ગુ સન્મુખ શ્રી દ્વીકર જોડી, ત દે વિનયે પાયજી ॥ શ્રી ॥ ૧૮
સંવત ઓગણીસે એકાશીમાં, રૂડો આશો માસજી.
વાડીલાલ વીનયે ગુણ ગાવે, હેવા શીવ અભીલાસજી. ॥ શ્રી ॥ ૧૯

॥ ગહુંલી ॥

ગુરૂ ગુણ ગાઇએરે સાહીયરે ઉલટ આણી, ભવભય હરીએ રે વરી એશી પટરાણી, પંચમપદનિત્ય નિત્યનમીજે, સાહીયર સૌમલી સંગે ગુરૂ ગુણમાલા જાપજપીજે. હરનીશ ચડતે રંગે ગુરુ ॥ ૧॥ નવવાડે મુનિવર બ્રહ્મચારી, પાલે વંચાચાર, અષ્ટ પ્રવચનમાત દ્વીલધારે, ધન ધનજીન અનગાર ગુરૂ૦ ॥ ૨॥ સુંદરસત્તાવીસ ગુંણ ગુરૂના, જોતા મનડુલોલે, આગમવાણી નિત્ય સુણાવે, ભવીજન સ્થીર થઇ થોલો ગુરૂ૦ ॥ ૩ ॥ શ્યામ વરણપદ પંચમેરાજે, સાધુ સમાતાભરીયા, સદાયવીર શાસન અજવાલે, મુનીવર ગુણના દરીયા ॥ ગુરૂ૦ ॥ ૪॥ આ ભવ સીંધુ પાર ઉતરવા, મુનીવર પ્રવહણજાણ, સખી સોએપદ દયાવો ભાવે, લઇએ વિચલઠાણ ॥ ગુરુ૦ ॥ ૫॥ પાઠક સુરીશ્વર ગણધર તીર્થપતી, મુનીપદથી હોવે અજરામર પદલે આનંદે, જન્મ મરણ ભય ખોવે ॥ ગુરુ૦ ॥ ૬॥ એવા ધર્મ ધુરંધર, ઉત્તમ શ્રી મોહન મુની રાયા, તસ ચરણે સૌ શિષ ઝુકાવે, સંઘ સકલ સમુદાયા ॥ ગુરૂ૦ ॥ ૭॥ સૌ સોહાગણ ગહુંલી કરતી, શ્રી મુનીવરની આગે, આગમવાણી સ્નેહે સુણતી. ગુરૂને પાયલાગે ॥ ગુરૂ૦ ॥ ૮॥ મહુધા શ્રી જૈન જ્ઞાન વર્ધક મંડળ. મુની પાયે લાગે. વાડીલાલ ગુરૂ વિનયકરતો. અવીચળ પદવી માગે ॥ ગુરૂ૦ ॥ ૯॥ સમાપ્ત ॥

॥ ગહુંલી ॥ ગ.ડી.. થને અર્ધ દે. નીતથી એદેશી ॥ મલીસ્નેહ થકી સો સુંદરી. લઈ કુમકુમ અક્ષત હ.થ ગુ ને વધાવીએ ॥ ૧॥ સખી પંચમપદ બીરાજતા. જાણેજ જંગમ તીર્થનાથ. ॥ ગુરૂ૦ ॥ ૨॥ સખી પંચમહા વ્રતપાલતા. ધારે દસવીધ શ્રી યતિધર્મ. ॥ ગુરૂ૦ ॥ ૩॥ ગુણ સતાવીસ શુભ શોભતા મુનિમન પ્રભુ શ્રી વીરશર્ણ. ॥ ગુરૂ૦ ॥ ૪॥ મુનીવીહાર કરતા પધારીયાં સખી સુરત શહેરની બાર ॥ ગુરૂં૦ ॥ ૫॥ સજી સામીયુ સંઘ ઉમંગથી: મળી માનુની મંગલ ગાય ॥ ગુરૂ૦ ॥ ૬॥ સખી નગર સકલ સણુગારી યુ જાણે સુરપુરી સમજે સોહાય ॥ ગુરૂ ॥ ૭॥ એમ ભિકથી શ્રી ગુરુ આવીયા તવહરખે સકલ સહાય ॥ ગુરૂ૦ ॥ ૮॥ એવા મુંનીવર પુંજ્ય પંનયાસજી શ્રી હરખ મુન મહારાજ ॥ ગુરૂ૦ ॥ ૯ ॥ કેરશ્રાવીકા સોમળી ગહુંલી સખી સીજે સઘળાકાજ ॥ ગુરૂ૦ ॥ ૧૦॥ ગાવે જ્ઞાન વર્ધક ગુણ હર્ષથી કરે દરશન વાડીલાલ ॥ ગુરુ૦ ॥ ૧૧ ॥ સમાપ્ત ॥ગહુલી॥સખીપડવેતે પંત પધાર્યારે એદેશી॥સખી મુનીવર જય જયકારીરે જે ભવીજનને સુખકારી અહો પંચમ પદ બલીહારીરે મુનીજીને વંદીએહીત જાણીરે એભવતરવાની નીશાની॥મુનીજીને ॥ ॥૧॥ મુનીપંચમહાવત પાલેરે અતીચાર ચારીત્રના ટાળેરે અષ્ટ પ્રવચનમાત સંભારે ॥ ॥ એ મુનીજીને ॥ ૨ ॥

રમેનાજ આતમમા ભાવેરે સવાજી ઉપર વરકરૂણા લાવેરે ઉપદેશ સજ્જને સુણાવે ॥ મુનીજીને ॥ ૩॥ જ્ઞાન દર્શન વરીચારી ત્રરે જૈનશાસનમા મુની તંત્રેરેકીજે વંદી જન્મપવીત્ર ॥ મુંનીજીને ॥ ૪॥ મુનીવર ગુણ સત્તાવીરે જાણો જંગમ તીર્થ એઈશરે નિત્યનમીએ નામી શીશ મુનીજી ॥ ૫॥ એવા હરખ મુંની પંન્યસરે મુનિ મોહનના શિષ્યતાસરે સખી વંદોધરી ઉલ્લા

શ્રા મુનીજીને ॥૬॥ મુની મુંબઇ શહેર પધાર્યારે હર્ષે સંઘ શાન્ના વધાર્યારે ભવીજનને ભુડતા તાર્યા ॥ મુનીજીને ॥ ૭ ॥ એ ગહુંલી ગુરૂની કરીએરે ભવજલના પાતીકહરીએરે શહેજે ભવ સીંધુ તરીએ ॥ મુંનીજીને ॥૮॥ મહુધાનગીરી મન ભાવેરે જૈન જ્ઞાન વર્ધક ગુણગાવેરે જશ વાડી ગાલ બહુ ગાવે ॥મુનીજીને ॥૯॥સમાપ્ત

॥ ગહુંલી, પથીડા સંદેશો કહેજો મારા નાથને એદેશી. ॥

સહીયર શ્રીમુનીપદ સૌ સ્નેહે શેવીએ, આ ભવતરવા જનમ નમુનીવી શ્રીમજો, આગમવીધિથી એપદ આરાધતા, એની લઇએ સહેજે શ્રી શીવધામજો ॥ સહીયર૦ ॥ ૧॥ મનહર મહાવ્રત પચંમુનીશ્વર પાલતા, એનીનીત્યે ધરતાનીરમળ ધ્યાનજો સુંદર સત્તાવીસ ગુણ બીરાજતા એમુનીવરચરણે કરી એ પરણામજો ॥ સહીયર૦ ॥ ૨ ॥ મુનીવર વીચરે સજની દેશવિદેશમા, ધરતાસ્થીરતા ચોમાસે એક સ્થાનજો રહતા ભમતા મુનીનીજઆત મભાવમાં કરતા નીત્યે શ્રીજીન આગમ પણજો સહીયર૦ ॥ ૩॥ ઉત્તમ ગુણ ભુપન મુની શ્રી ...... હરખે નમીએ હરપ મુની પંન્યાસજો, તસપદ શેવીતર સુંદર વર્ધમ મુનીશ્વરૂ સહીયર આનદે પ્રણમો પયજાસજો ॥ સહીયર૦ ॥ ૪॥ એમુનીવર શ્રી મુંબાઇ નગર પધારીઆ, સાથે શિષ્યાદિક બહુ છે પરીવારજો, ગુરૂ ભક્તિ કરે સંઘ સકલમળી સ્નેહથી, જોતાજેની શોભા અપર પારજો ॥ સહીયર૦॥૫॥ ભવીજન મનહ મધુર ધ્વની દીએ દેશના સ્નેહધરીનેસહુનેશ્રી મુનીરાજજો સહીયર સુણતા પતીકડા સઘળાટળે રહો અચળએ અમ શીરેશીર તાજજો સહીયર૦ ॥ ૬॥ સેહાગણ મળી ગુરૂ આગે ગહુંલી કરી; પ્રણમીપ્રીતે શ્રી મુનીવરના પાયજો મહુધાશ્રી જેમ જ્ઞાન વર્ધક ગુણ મંડળી, વાડીલાલ ધરી સ્નેહ ગુરૂ ગુણ ગાયજો ॥ સહીયર૦ ॥ ૭॥ સમાપ્ત.

॥ ઢુલી ॥ સારૂ સારૂ સુરત શહેર મુંબઈ ગલએલી એ દેશી ॥

સહીયર મળી સૌ સંઘાત ગુરૂવન્દન કરીએ વન્દન કરીએ પાવન થઈએ । હરીએ ભવભય આજરે, જે ગુરૂ ગુણ બલીહારી જાઈએ વીર શાસન શીરતાજ ॥ ગુરૂ વન્દન કરીએ ॥ ૧ ॥ પંચમહા વૃત સુધા પાળે, ટાળ્યા વિષય કષાયરે । પંચ સમિતિ ત્રીગુપ્તિ ધરતા, છકાય રક્ષણ હાર ॥ ગુરૂ૦ ૨ ॥ સમતા સંગે રમતા રંગે, ધરતા આતમ ધ્યાનરે । આગમ સંગે અતી ઉછરંગે, કરતા શ્રુત ગુણ જ્ઞાન ॥ ગુરૂ૦ ॥ ૩ ॥ મહાવીરના શાસનની સાહે, જંગમ તીર્થ કહાવેરે । દેશ વિદેશ વીચરતાં આવે, જે ભવીજન મન ભાવે ॥ ગુ૦ ॥ ૪ ॥ સુરત શહેરમા ગુરૂ પધાર્યા, સંઘ સકળ હરખાયરે । વાણી અમૃત જેવી સુણુતા, ભવી તનમન ઉલસાય ॥ ગુ૦ ॥ ૫ ॥ પ્રથમ વ્યાખ્યાનમાં વંચાએ, ઉપદેશ પ્રાસાદ સ્થંભરે । ભાવના અધીકારે વાચે ગુરૂજી પાર્શ્વ ચરિત્ર ॥ ગુ૦ ॥ ૬ ॥ સખીએ સુહાતા હૃદયે ધરતા, પાપો સર્વ પલાયરે । વિવેક આણીને આદરત, અભાવના દુર જાય ॥ ગુ૦ ॥ ૭ ॥ ધર્મ ધુરંધર પુજ્ય મુનીશ્વર, શ્રી મોહન મુનીરાજરે । સખીસોં પ્રણમો પંકજ તેહના, આનંદ સૌ આજ ॥ ગુરૂ૦ ॥ ૮ ॥ તેમના શીષ્ય પ્રથમ મુંનીશ્વર, હરખમુની પંન્યાસરે । તશ શીષ્ય પદમમુનીજી પ્રણમોં, તનમન થઇ ઉલ્હાશ ॥ ગુ૦ ॥ ૯ ॥ વીક્રમ સંવત ઓગનીસે એંશની શુભ શાલરે, ભાદરવા સુદી અષ્ટમી દીન રૂડોછે ગુરૂવાર ॥ ગુ ॥ ૧૦ ॥ સુદેવ સુગુરૂ સુધર્મ ઉપરજેને અતીશય વાલરે, કર જોડી નમન કરે છે વીનયે વાડીલાલ ॥ ગુરૂ૦ ॥ ૧૧ ॥ સમાપ્ત. ॥

( વાડીના ભમરા દરાક્ષ મીઠી ચાંપાનેરની એ રાગ )

સખી આજે આણંદ વધામણાં, સુરત શહેરે પધાર્યા મુની...રે,

ભાગ્યોદય આજ સાહેલી ચાલો વંદવા ॥ ૧ ॥
થયો પુન્ય ઉદય હવે આપણો, કરશું દર્શન હરશું પાપ રે,
લેશું સમ્યકત્વ છાપ, સાહેલી ચાલો વંદવા ॥ ૨ ॥
સખી વીરજીન આણા પાળતા, મુની ધરતા મન વઈરાગ રે,
કામીની ત્યાં કંચન ત્યાગ, સાહેલી ચાલો વંદવા ॥ ૩ ॥
સખી દોષ બેતાળીસ તાળતા, મુની લેતા નીરમળ અહારરે,
કરતા વિહાર, સાહેલી ચાલો વાંદવા ॥ ૪ ॥
દીયે મધુર ધ્વની મુંની દેશના જાણે વરસે અમરત જળધાર,
જીતે નરનાર, સાહેલી ચાલો વંદવા ॥ ૫ ॥
સખી તે સુણી કોઇક વ્રત આદરે, વળી કોઇક પામ્યા પ્રતિબોધરે
કરે ઇચ્છાનો રોધ, સાહેલી ચાલો વાંદવા ॥ ૮ ॥
એવા પુજય શ્રી મુની મોહનલાલજી, શીષ્ય હર્ષ મુની પન્યાસરે
પ્રણમોપયતાસ, સાહેલી ચાલો વંદવા ॥ ૭ ॥
સખી નમોતસ પદ પદમમુની શીષ્ય કનકમુની પન્યાસરે,
વંદો સહુ જાસ, સાહેલી ચાલો વંદવા ॥૮॥ રહો અખડ જોડી
સહાય એમની, કરો શાસન માંહી ઉદ્યોતરે લહીશુ ભયોગ,સાહેલી
ચાલો વાંદવા ॥ ૯ ॥ લહી શુભ અક્ષત કરો ગહુલી, સ્નેહે
વધાવે સૌમૂનીરાજરે, મંગલ દીન આજ સાહેલી ચાલો વંદવા॥૧૦॥
સખી સુ દેવ ગુરૂ સુપસાયથી, મહુંધા જ્ઞાન વર્ધકનો બાળરે
વીનવે વાડીલાલ, સાહેલી ચાલો વંદવા ॥ ૧૧ ॥

॥ ગહુલી, અછેલાલખ એ દેશી ॥

ધનધન જીન અનગાર, મુનીવરજગ હીતકાર, અછેલાલ; તસચરણે
નમીએ સદાજી ॥ ૧ ॥મુનીવર ગુણભંડાર, સેવો ભવી નરનાર,
અછેલાલ, સકલનીવારે આપદાજી ॥ ૨ ॥ મુનીજન મનવિશ્રામ,
જે પ્રવહણ ગુણધામ, અ છેલાલ,ભવીને ભવદધીતારતાજી ॥૩॥

મુનીવર મોટા ભુપ, આ સંસાર સ્વરૂપ. અછેલાલ, આગમ વચણુ સુણાવતાજી ॥ ૪ ॥ શેવો એ મુનીરાય, સ્થિર કરી મન વચકાય, અછેલાલ, ભવભ્રાંતી દુરે ટળેજી ॥ ૫ ॥ પુરવ પુણ્ય સંજોગ; પામીએ સદ્ગુરૂયોગ, અછેલાલ. ઇચ્છીતમનવાંચ્છીત ફળેજી ॥૬॥ એવામુની ગુણવાન; શ્રી મોહનમુનીજાણુ, અછેલાલ, શાસન જે શોભાવતાજી ॥ ૭ ॥ તસશિષ્ય નમીએખાસ, શ્રી હરખમુની પન્યાસ, અછેલાલ, જે ભવીજન મન ભાવતાજી ॥ ૮ ॥ તસપદ સેવે એહ, પદમમુની ગુણગેહ, અછેલાલ, જસભક્તિ હૃદયેધરોજી ॥ ૯ ॥ વદોતસ શિષ્યજાસ, કનકમુની પન્યાસ, અછેલાલ, એ મુની આણુાશીરધરોજી ॥ ૧૦ ॥ એ મુની મંગલકારકરો ગહુંલી મનોહાર, અછેલાલ; સૌસહીયરસંગે મળીજી ॥ ૧૧ ॥ જ્ઞાન વર્ધક ગુણપાવ. પ્રણમી ગુરૂપાવાય, અછેલાલ; વાડીલાલ નમે લળી લળીજી ॥ ૧૨ ॥ સમાપ્ત.

॥ શેત્રુંજેઋષભસમોસર્યાભલાગુણભર્યારે—એ દેશી. ॥

પંચમપદનીત્યપ્રમણુમીનેઆનંદીએરે શ્રીસાધુગુણવંતએમુનીવંદીએરે ॥૧॥ચરણનમીજેએહનાઆનંદીએરે, કીજેજન્મપવીત્રએમુનીવંદીએરે ॥૨॥પંચમહાવ્રતપાલતાઆનંદીએરે.કરતાઉગ્રવીહારએમુંનીવંદીએરે ॥૩॥સત્તાવીસગુણધારતાઆનંદીએરે, જેભવીજનહીતકારએમુંનીવંદીએરે. ॥૪॥ ભવીજનમનસુનીસુરતરૂઆનંદીએરે ભવદધીપ્રવહણમાન એમુનીવંદીએરે ॥૫॥ શાસનમાહિસુંહકરૂ આનંદીએરે, જંગમતીર્થસુજાણુએમુનીવંદીએરે. ॥૬॥ પૂજ્યપવીત્રપંન્યાસજીઆનંદીએરે. શ્રીક્ષાંતિમુનીરાયએમુનીવંદીએરે. ॥૭॥ સાચેકીરતીમુંનીશ્વરૂઆનંદીએરે, સર્વીપ્રાણીસંતાપએમુનીવંદીએરે ॥૮॥ મહૂવાનગરપધારીયાઆનંદીએરે, સંઘસકલહરખાયએમુંનીવંદીએરે ॥૯॥મધુરધ્વનીદીએદેશનાઆનંદીએરે ભવીજનમનઉલ્લસાયએમુંનીવંદીએરે ॥૧૦॥નવતેરપ-

ન્યાસજીઆનંદીએરે. ત્રણમુનીમહારાજએમુનીવંદીએરે ॥૧૧॥ કન
કમુનીશ્રીહીરમુનીઆનંદીએરે, ચંદ્રમુનીજીપાસએમુનીવંદીએરે॥૧૨॥
ભગવતીજોગકરાવતાઆંનંદીએરે. દેવાપદવીપંન્યાસએમુંનીવંદીએરે.
શ્રીમુનીવરને ખાસ એમુનીવંદીએરે ॥ ૧૪ ॥ રહોજીચોમાસુ
આટલું આનંદીએરે, ગમનમોટી ખાસ એ મુની વંદીએરે ॥૧૬॥
તપચ્ચખાનકરાવતા આનંદીએરે, વાંચે વીવીધ વખાણુ એ મુની
વંદીએરે ॥ ૧૭ ॥ પ્રભાવના સ્વામી વત્સલ આનંદીએરે, ગુરૂ
સદુબોધથી થાય એ મુની વંદીએરે ॥ ૧૮ ॥ અઠાઇ મહોત્સવ-
આદરે આનંદીએરે, ભવીજનમનઉત્સાહએમુનીવંદીએરે ॥ ૧૯ ॥
ગુરૂ આગે કરે ગહુંલી આનંદીએરે, સોહાગણસ્રીનારએ મુનીવંદી
એરે ॥ ૨૦ ॥ સખીમુનીપ્રણમોલળીલળીઆનંદીએરે; ભવ ભવના
દુ:ખ જાય એ મુનીવંદીએરે ॥ ૨૧ ॥ જ્ઞાન વર્ધક ગુણગાવતી
આનંદીએરે; મુનીવર મંગલ માલ એમુની વંદીએરે ॥ ૨૨ ॥
સુદેવગુરૂસુંપસાયથી આનંદીએરે, વંદેવાડીલાલએમૂનીવંદીએરે ॥૨૩॥
સહીયર સુખકારી જગ ઉપકારી વંદીએ શ્રી મૂનીરાજ,
દીએ શીક્ષા સારી હીત વીચારી વંદીએ શ્રી મુની રાજ,
શ્યામ વરણ તનુ શ્રીમુની શોભે પંચમ પદ ગુણવંત.
ભાવધરી સખી ભકિત કીજે આવે આ ભવ અંતરે॥ સહીઅરસુ૦
મોંઘામાં મોંઘા મોતી હીરા તેથી કોહીનુર,
તેથી મોંઘા શ્રી મુનીવર છે જર્મન ધરમનુંનુરે ॥ સયરસુખકારી ॥૨॥
શ્રી મૂનીરાજે સંજમ લીધો સોધવા શીવપુરપંથ,
વીજય ડંકો વીશ્વમાં દીધો આણુવા કર્મનો અંતરે ॥સયર સુ૦॥૩॥
ગામ નગર પુર પાવન કરતા વીચરે દેશ વીદેશ,
એ મુની પરગ્હો જગ જયવંતા ચાહીએ ચરણ હમેશરે ॥ સ૦ સુ૦

પંચ મહા વ્રત પ્રીતે શુણ સત્તા વીસસાર, સ્નેહ થકી [સખી
નમીએ નીત્યે એવા જીન અનગાર રે ॥ સ૦ સુ૦ ॥ ૫ ॥
શ્રીશીરછત્રછે પુજ્ય પવીત્ર શ્રી શાંતિ મુની પન્યાસ; તસ શીષ્ય
કીરતી મુનીજી પ્રણુ મોધશ્રી હૃદય ઉલાસરે ॥ સ૦ સુ૦ ॥ ૬ ॥
કનક મુની શ્રી હીરમુનીજી ચંદ્રમુનીમહારાજ, સયર સઉમંગી વંદન
કરીએ બ્હીકર જોડી આજરે ॥ સ૦ સુ૦ ॥ ૭ ॥
ચુણેલ ગામે શ્રી પન્યાસજી પધાંરતા ધરીભાવ, સંઘ સકલમલી
ભાવે ભેટે સેવા સારો લાવરે ॥ સ૦ સુ૦ ॥ ૮ ॥
કનકમુની શ્રી હીર મુનીજીને પન્યાસ પદવી દીધ, શાંતીમુનીજીએ
વાસહત્રીને કીધા જગમાં પ્રસીદ્ધરે ॥ સ૦ સુ૦ ॥ ૯ ॥
અઠાઈ મોહત્સવ એજ પ્રસંગે શાંતી સ્નાત્ર ભણાય, સ્વામી
વત્સલ થાયે રંગે જોતા મન હરખાયરે ॥ સ૦ સુ૦ ॥ ૧૦ ॥
વીક્રમ સંવત ઓગણીસો ઈઠયોતેરની શૂભસાલ, ફાગણ માસ
વસંત રૂતુ રૂડી સુદી ત્રીજ રવીવારરે ॥ સ૦ સુ૦ ॥ ૧૧ ॥
શ્રી ગુરૂ આગે ગહુંલી કરીએ અક્ષત લઈ મનોહાર, સહીયર
સહુજેસમમકીતવરીએ તરીએઆ સંસારરે ॥ સ૦ સુ૦ ॥૧૨॥
શ્રી જઈન જ્ઞાન વર્ધક મ ધાની મંડળી ગુરૂ ગુણ ગાય, ભક્તી
કરતાં શ્રીમુનીરાજની વાડીલાલ હરખાય ॥ સ૦ સુ૦ ॥ ૧૩ ॥

॥ ગહુંલી ॥

॥ એવ્રતજગમા દીવો મેરે પ્યારે એવત જગમા દીવો એદેશી ॥
મુનીવરજગબહુજીવોહોસહીયરમુનીવરજગબહુજીવોશ્યામવરણ તનું શ્રી
મુનીશોહે પંચમે પદ ગુણવંત વંદતા આનંદ અધીકો હોવેસહીએ
આભવજંત ॥ હોશહીયર મુનીવર જગ બહુજીવો ॥ ૧ ॥ આં

ભવઅટવી માંજેન ભટક્યા શ્રી મુનીરાજ બચાવે કર્મશકલને દેવા ફટકા આગમ માર્ગ બતાવે હોશહીયર મુની ॥ ૨॥ સત્તાવીશ ગુણે ગુણવંતા પંચમહાવ્રત પાળે એ મુનીજીએ જગજશ વંતા ટાળી શકલ જંજાળ હોશહીયર મુની ॥ ૩॥ દેશવીદેશ વીચરતા મુંનીવર ભવીજનને પ્રતીબોધે નીજ આતમમાં અહોનીસીર મતા શીવપુર મારગશોધે ॥ હોશહીયર મુંની ॥ ૪॥ શ્રી મુની પદ આરાધનકરીએ અંગે હિલટઆણી રૂપીરોહીણી પેરે તરીએ વરીએશીવ પટરાણી ॥ હોસહીયર મુની ॥ ૫ ॥ જંગમતીરથ ભાવે ભજીએ લહીએ સમકીતસાર વીષય કષાયને વેગેનજીએ પામીજેભાવપાર ॥ હોસહીયર મુની ॥ ૬॥ ગુણના ધામીજન વિશ્રામી શ્રી મોહન મુનીરાયા જેહનીકીરતી વિશ્વેવ્યાપી પ્રણમીજે તસપાયા ॥ હોસહીયર મુની ॥ ૭॥ રાજનગરમાં રહીચોમાસુ શિષ્ય સકલ શમુદાય આગમવાણી નિત્ય સુણાવે શ્રી મુનીવર ધરીભાવ ॥ હોશહીયર મુની ॥ ૮॥ ગુરુસદ્બોધે સ્વામી વત્સલ નિત્ય પ્રભાવણા થાયે શાશન ઉન્નતી અધીકી હોવે જોતા મનહર ભાયે ॥ હોશહીયર મુની ॥ ૯॥ મુનીવર આગે ગહુંલી કરતી સોહાગણ મળી સંગે મુનીવર આશાશીરે ધરની પ્રણમીને મુની રંગે ॥ હોશહીયર મુની ॥૧૦॥ શ્રી જૈન જ્ઞાન વર્ધક મહુધાની મંડળી હૃદયે ઉમંગ ગુરૂ ગુણગાવા ઉત્તમ મળીયો આજે શુભ પ્રશંગ ॥ હોશહીયર મુની ॥ ૧૧॥ વિક્રમ શંવત ઓગણી ત્યા-સી, બેશતે નવીનવર્ષે, એકાદશ ગહુંલીની રચના પુરણકીધીમહુહર્ષે હોસ હીયર મૂની૦ ॥.૧૨ ॥ સુરત શહેર અતી આનંદે, પ્રણમી શ્રી મુની રાયા વિનેયધરીને વાડીલાલેરનેહેગુરૂગુણગાયા હીયર મુની ॥ ૧૩॥ શમાપ્ત